॥ સનાતન પરમો ધર્મ ॥ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર




# સનાતન ધર્મ પત્રિકા




કાર્યાલયઃ ૫૦૧ - ૫૦૪, પાંચમો માળ, નરોડા બિઝનેસ હબ કોમ્પલેક્ષ, નરોડા દેહગામ રોડ, એસપી રિંગરોડ પાસે, નરોડા - અમદાવાદ ૩૮૨ ૩૩૦.

● સં. ૨૦૭૬ ● જેઠ વદ - ૫ ● તા. ૧૦-૦૬-૨૦૨૦ ● બુધવાર MOB. : WHATSAPP- 9422884366, 7410087935. hmtsanatandharmpatrika@gmail.com


## SUV કાર્નિવલ, VDR Anchroing Team

**અદિતિ નીતા જગદીશ લીંબાણી, નાગપુર..**



અમે દિવસો ને યાદ નથી રાખતા અમે તો યાદ રાખીએ છીએ સુનહેરા યાદગાર ક્ષણોને...

આવા જ મારા જીવનના ખૂબસૂરત યાદગાર અને પ્રેરણાદાઈ ક્ષણો છે SUV નોલેજ કાર્નિવલ કાર્યક્રમના. પ્રથમ વખત આવા અનોખા કાર્યને પૂર્ણ કરવાની તક મલી. હું અદિતિ નીતા જગદીશ લીંબાણી - નાગપુર ગર્વની લાગણી અનુભવી રહું છુ કે હું કચ્છ કડવા પાટીદાર ની દીકરી છું, જે સમાજ યુવાઓમાં છુપાયેલી પ્રતિભાને ખીલવવા હંમેશા પ્રયત્નશીલ હોય છે.

મારી આ યુવાનીમાં નાની ઉંમરે આપણી સમાજના તેજસ્વી વિરલાઓ તથા સમાજના કર્ણધારો સાથે મારી જવાબદારી પુરી પાડવાનો સુવર્ણ અવસર મલ્યો. મારૂં સૌભાગ્ય છે કે મને જેંફ નોલેજ કાર્નિવલ કાર્યક્રમની સંપૂર્ણ સંચાલન કરનાર Anchroing Team ના મેમ્બર થવાનો સુવર્ણ અવસર મલ્યો. આ અવસર થી મારુ મનોબળ સાથે મારા આત્મવિશ્વાસની જે નવી જ્યોત પ્રગટી છે તે આવતા ભવિષ્યમાં હંમેશા પ્રજ્વલિત રહેશે.

આ જ્યોતમાં જે વાટી સાથે ઘી પુરવવાનું કાર્ય કરેલ છે એવા શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ નો હાર્દિક આભાર વ્યક્ત કરું છું સાથે મને સતત દરેક કાર્યમાં જોડતી કડી એટલે વિદર્ભ રિજીયનને પણ વંદન કરી આભાર વ્યક્ત કરું છું. સમાજ વિકાસ નું કેળવણી નું ઉત્તમ કાર્ય સતત કરવા અને સમાજ ના તમામ એજ્યુકેશન ના ક્ષેત્ર નો વિકાસ અને વ્યવસ્થા ની અલાયદી જવાબદારી શ્રી ઉમા એજ્યુકેશન અને ચેરીટેબલ ટ્રસ્ટ સાંભળે છે તે જાણી ને શ્રીસમાજ ના આ અભિગમ બદલ ખુબ જ ખુશી થઈ અને આવુ પહેલે થી જ વિચારનાર સમાજ ના અગ્રણીઓ ને વંદન...

**પૂજા રોહન માકાણી, દક્ષિણ ગુજરાત-બીલીમોરા**



શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ ના તમામ સભ્યોને આપની દીકરી પૂજા રોહન માકાણી ના જય લક્ષ્મી-નારાયણ.

કહેવાયું છે ને કે, પોતાની જાતને સોળે કળાએ ખીલવવા માટે પરિશ્રમ કરવા જરૂરી છે. માટે જ જીવને મને મારા વ્યક્તિત્વ ને ખીલવવા માટે એક ખાસ મોકો આપ્યો.. ઉમા એજ્યુકેશન અને ચેરીટેબલ ટ્રસ્ટ જે સમાજ ના યુવા માટે અભ્યાસ નું ચિંતન અને માળખા નો વહીવટ કરે છે તેના જ એક સોપાન એટલે SUV Knowledge Carnival ના રૂપે. જેનો કોન્સેપ્ટ આપણા બધા માટે નવો હતો. આટલા વર્ષ એન્કરીંગનો અનુભવ લીધો હતો, પરંતુ આ SUV Knowledge Carnival માં Interview team માં જોડાઈ ને આ ૦૩ દિવસીય ઉત્સવે કેટલાય અનુભવો મારા વ્યક્તિત્વ ને ખીલવવામાં મદદરૂપ બન્યા.

આ દિવસોમાં કેટલાય નવા મિત્રો બન્યા, આપણી સમાજનાં ગૌરવવંતા મહાનુભાવો નો પરિચય થયો. એમના કામો અને જીવનને જાણવા ની અમૂલ્ય તક મળી. આ Carnival ની તમામ સ્પર્ધાઓ અલગ હતી. આ SUV Knowledge Carnival નું વર્ણન કરવું હોય તો માત્ર એટલું જ કહીશ કે,... ન ભૂતો ન ભવિષ્યતી આવા કોન્સેપ્ટ જોયા,...SUV Knowledge Carnival એ અમારા જીવન ને ખીલવ્યા, ધન્ય છે વિચારકોને જેમને આ વિચાર્યુ,

યુવાધનને વરદાનરૂપે તમે આપ્યું. આવી સુવર્ણ તક આપવા બદલ હું આયોજન સમિતિ નો હૃદય પૂર્વક આભાર માનું છું.

## ચિંતનકણિકા. કેળવણી

સનાતની શાસ્ત્રશુદ્ધ દર્શનાનુસાર પોતાના બાળકનો સર્વાંગી વિકાસ કરવા ઇચ્છતા માતા-પિતાઓ માટે અર્કરૂપ બિંદુઓ લખી રહ્યા છીએ....

(૧) પ્રત્યેક બાળકને પોતાનું સ્વતંત્ર અને મૌલિક અસ્તિત્વ અને વ્યક્તિત્વ છે. તમારા વિચારો અને નિયમો એના ઉપર લાદશો નહીં.

(૨) સર્વાંગી વિકાસ એટલે શરીર, પ્રાણ, મન, બુદ્ધિ અને આત્માનો સંતુલિત અને સમ્યક્ વિકાસ...પણ જેને મેં છેલ્લે ઉલ્લેખ્યો છે તે આત્માનો વિકાસ જ બાળકનો પિંડ ઘડે છે. આત્મિક વિકાસનું પ્રેરક તત્ત્વ છે - આનંદ. બાળકને સદૈવ...પ્રતિપળ શુદ્ધ અને સાત્ત્વિક આનંદ સાથે જોડેલું રાખો.

(૩) બાળકના સર્વાંગી વિકાસની ક્ષિતિજોનો સ્પર્શ કરાવનારાં પાંચ પરિબળો છે -- પ્રેમ, આનંદ, સૌંદર્ય, સ્વતંત્રતા અને સહજતા (પારદર્શિતા).

બાળકના જીવનનાં શરૂઆતનાં ઓછામાં ઓછાં પાંચ વર્ષ તો આ પાંચેય તત્ત્વો એને વિપુલ માત્રામાં ઉપલબ્ધ કરાવો.

**સનાતન ધર્મ પત્રિકા સંસ્કાર અને કેળવણી અભિગમ (ક્રમશઃ)**

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત. "સનાતન ધર્મ પત્રિકા" ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા. ૦૮. ૦૬. ૨૦૨૦ નો પ્રશ્ન નંબર - ૧૩.**

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ ના કેટલા ઝોન છે ?
તેમાંથી કોઈપણ ૫ ઝોન અને તેના પ્રમુખ ના નામ આપો...

સાચો જવાબ.. કેન્દ્રીય સમાજના કુલ ૨૯ ઝોન... તેમાંથી,
૧. દક્ષિણ કર્ણાટક ઝોન, - પ્રમુખ શ્રી ચીમન ભાઈ નાનજી લીંબાણી.
૨. દક્ષિણ ગુજરાત ઝોન, - પ્રમુખ શ્રી ભાણજી વાલજી પોકાર
૩. દક્ષિણ મહારાષ્ટ્ર - ગોવા ઝોન, - પ્રમુખ શ્રી રતિલાલ મનજી સાંખલા
૪. ઉત્તર ભારત ઝોન, - પ્રમુખ શ્રી વાલજી દેવશી માકાણી
૫. ઉત્તર ગુજરાત ઝોન, - પ્રમુખ શ્રી હીરાલાલ હરજી ભગત

સાચો જવાબ આપનાર વિજેતાઃ પાર્થ અમૃતલાલ નાયાણી-વિરાણી મોટી, હાલે બેંગલોર-પિનીયા

**તા. ૦૯. ૦૫. ૨૦૨૦ ગઈકાલ નો પ્રશ્ન નંબર - ૧૪.**

અમિતાભ બચ્ચન અને જયા ભાદુરી અભિનીત ૩ ફિલ્મોના નામ જણાવોપ ?

આજના પ્રશ્ન માટે જુઓ સમાચાર વિડિયો ક્લિપ,

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં વોટ્સેપ દ્વારા 7718977774 પર મોકલો અને જીતો ઈનામ ...
આપણું મુખપત્ર, આપણો સમાજ,ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

## શ્રી સમાજના ઝોન અને પ્રમુખ શ્રી ની નામાવલી

| ઝોન સમાજ | પ્રમુખશ્રી નું નામ | મોબાઈલ | ગામ / શહેર |
|---|---|---|---|
| (૧) તમિલનાડુ- કેરાલા | શિવગણભાઈ વાસાણી | ૯૪૪૩૩૭૩૨૭૧ | તમિલનાડ |
| (૨) તેલંગાણા- આંધ્ર પ્રદેશ | જીવરાજભાઈ જબુઆણી | ૯૮૪૯૦૧૨૮૫૨ | હૈદરાબાદ |
| (૩) ઉત્તર કર્ણાટક | વાલજીભાઈ પોકાર | ૯૪૪૮૩૬૦૪૬૫ | રાનેબેન્નુર |
| (૪) દક્ષિણ કર્ણાટક | ચિમનભાઈ લીંબાણી | ૯૪૪૮૭૫૮૭૫૫ | બેંગ્લોર |
| (૫) છત્તીસગઢ | કાંતીભાઈ લીંબાણ | ૯૪૨૫૨૦૨૭૪૩ | રાયપુર |
| (૬) ઓરિસ્સા | પુરૂષોત્તમભાઈ લીંબાણી | ૯૪૩૭૦૭૭૧૦૫ | ભુવનેશ્વર |
| (૭) આસન સેલ | મણીલાલ પોકાર | ૯૪૩૪૧૦૫૧૫૮ | ભરાબજાર-રાનાઘાટ |
| (૮) પશ્ચિમ બંગાળ | અમૃતલાલ પારસિયા | ૯૪૩૩૧૯૨૨૭૩ | કલકત્તા |
| (૯) બિહાર - ઝારખંડ | તુલસીભાઈ ગોગારી | ૯૪૩૧૧૭૪૩૫૦ | રાંચી |
| (૧૦) મધ્ય પ્રદેશ- માલ્વા | હરિભાઈ પોકાર | ૯૮૨૬૦૪૮૦૦૭ | જબલપુર |
| (૧૧) મધ્ય પ્રદેશ - મહાકૌશલ | શાંતિલાલ નાકરાણી | ૯૪૨૪૩૧૨૪૯૧ | ઇન્દોર |
| (૧૨) ઉત્તર ભારત | વાલજીભાઈ માંકાણી | ૯૮૧૦૧૨૦૬૩૪ | દિલ્હી |
| (૧૩) રાજસ્થાન | હિરાલાલ વાસાણી | ૯૬૭૨૬૧૬૧૩૭ | અજમેર |
| (૧૪) બૃહદ મુંબઈ | ઉમેશભાઈ નાથાણી | ૯૮૨૦૧૩૫૦૯૦ | ઘાટકોપર |
| (૧૫) વિદર્ભ | ધીરજલાલ ભાવાણી | ૯૮૨૩૦૩૮૫૦૩ | અમરાવતી |
| (૧૬) મધ્ય મહારાષ્ટ્ર | ખેતશીભાઈ રવાણી | ૯૮૨૨૦૪૬૭૪૭ | નાસિક |
| (૧૭) દક્ષિણ મહારાષ્ટ્ર - ગોવા | રતીલાલ સાંખલા | ૭૮૮૮૦૩૬૭૭૦ | સાંગલી |
| (૧૮) પુના | પુરૂષોત્તમભાઈ પોકાર | ૯૩૭૧૦૨૨૨૭૫ | પુના |
| (૧૯) દક્ષિણ ગુજરાત | ભાણજીભાઈ પોકાર | ૯૮૨૪૧૩૪૧૦૧ | કડોદરા-સુરત |
| (૨૦) મધ્ય ગુજરાત | ધનજીભાઈ સાંખલા | ૯૯૨૫૦૩૧૫૨૩ | નડીયાદ |
| (૨૧) અમદાવાદ શહેર | જયંતીભાઈ પોકાર | ૯૭૧૨૩૬૬૫૫૫ | અમદાવાદ |
| (૨૨) ઉત્તર ગુજરાત | હિરાભાઈ ભગત | ૯૮૨૫૭૯૮૭૯૩ | મહેસાણા |
| (૨૩) સાબરકાંઠા | શાંતિલાલ નાકરાણી | ૯૪૨૬૩૬૫૭૪૮ | તલોદ |
| (૨૪) અરવલ્લી | ડૉ. અશોકભાઈ ભાવાણી | ૯૯૨૫૨૬૨૯૬૨ | ધનસુરા |
| (૨૫) સૌરાષ્ટ્ર | નાનજીભાઈ વાડિયા | ૯૮૨૫૨૮૩૩૬૬ | જામનગર |
| (૨૬) નખત્રાણા | સુરેશભાઈ કાનજીયાણી | ૯૪૨૬૪૮૧૦૧૧ | મોટી વિરાણી |
| (૨૭) લખપત | જીવરાજભાઈ રંગાણી | ૯૪૨૭૭૬૬૨૩૪ | ઘડાણી |
| (૨૮) માંડવી | કાંતીભાઈ અમૃતિયા | ૯૮૨૫૧૫૨૫૯૫ | તલવાણા |
| (૨૯) ભુજ | ગંગારામભાઈ ચૌહાણ | ૯૮૨૫૨૫૧૯૮૮ | ભુજ |